॥ શ્રી ॥

# લોંકાગચ્છીય શ્રાવકસ્ય સાર્થ પંચ પ્રતિક્રમણસૂત્ર.

તથા

## કેટલાં એક સ્તવન, સજ્ઝાયો વગેરે પ્રકરણ.

તેને યથામતિ સંશોધન કરીને

પૂજ્ય ભટ્ટારક

શ્રીકલ્યાણચંદજી નયચંદજીની

આજ્ઞાથી

મોહમયી મધ્યેં

શેઠ રામજી લાધે માધવજીયેં

જગદીશ્વર પ્રેસમાં છપાવી

પ્રગટ કર્યાં છે.

સંવત્ ૧૯૩૮

# ॥ अनुक्रमणिका प्रारंभः॥

॥ श्रीवीतरागाय नमः श्रीगुरुभ्यो नमः ॥

॥ अथ ॥

# श्रावकनुं पडिक्कमणुं, सामायिक, सज्झायादिक लखियें छैयें.

---

## ॥ तिहां प्रथम पंच परमेष्टि नमस्कार प्रारंभः ॥

चोत्रीश अतिशय अने बार गुणें करी सहित एवा श्री अरिहंत प्रभुने म्हारो नमस्कार हो ॥१॥ जेणें आठ कर्मने क्षय कर्यां छे एवा श्रीसिध्ध भगवान् तेने म्हारो नमस्कार हो ॥२॥

**नमो अरिहंताणं नमो सिध्धाणं ॥**

छत्रीश गुणें करी सहित एवा श्रीआचार्य प्रभुने म्हारो नमस्कार हो ॥३॥ पच्चीश गुणें संयुक्त श्रीउपाध्यायजीने म्हारो नमस्कार हो ॥४॥

**नमो आयरियाणं नमो उवज्झायाणं ॥**

अढी द्वीपने विषे जे कोई साधु सत्तावीश गुणें बिराजमान् छे, ते सर्व साधु प्रत्यें म्हारो नमस्कार हो ॥५॥

**नमो लोए सव्वसाहूणं ॥**

જે પૂર્વોક્ત પંચ પરમેષ્ટિને જે ગુરૂયેં મનેં ઓલ-
ખાવ્યા છે, તે ગુરૂદેવને મહારી ત્રિકાલ વંદના હોજો
ાઇતિ ાા૧ાા

**શ્રીગુરૂદેવને ત્રિકાલ વંદણા ાાઇતિાા૧ાા**

---

હવે એવા ગુરૂને વંદના કરનાર કહે છે.

ઇચ્છું છું, હે ક્ષમાશ્રમણ! એટલે સાધુજી! ત-
મને વાંદવાને (જવણિજ્જાએ કે૦) મહારા શરીરની
શક્તિયેં સહિત

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ**

પાપના જે વ્યાપાર, તેને નિષેધીને હે પૂજ્યજી! હું
તમોને મસ્તકેં કરી વાંદું છું ાા ઇતિ ાા૨ાા

**નિસીહિઆએ પૂજ્યજી મથ્થએણ વંદામિાા૨ાા**

---

હવે ગુરૂ કહેવા છે? તે કહે છે.

પાંચેંદ્રિયના ત્રેવીશ વિષયને સંવરનાર

**પંચિંદિઅ સંવરણો ાા**

તથા નવ પ્રકારેં બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર
એટલે શીલની નવ વાડના પાલનાર,

**તહ નવવિહ બંભચેર ગુત્તિધરો ાા**

ચાર પ્રકારના ક્રોધાદિક કષાયથકી મૂકાણા છે.

ચઉવિહ કસાય મુક્કો ।।

એ સર્વ એકઠા કરતાં અઢાર ગુણ થયા, તેણેં-
કરી યુક્ત છે.

ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો ।।૫।।

પ્રાણાતિપાતાદિક પંચાશ્રવના ત્યાગ રૂપ પાંચ
મહાવ્રતેં કરી યુક્ત છે,

પંચ મહવ્વય જુત્તો ।।

પંચવિધ આચાર પાલવાને સમર્થ છે.

પંચવિહાયાર પાલણ સમત્થો ।।

પાંચ સમિતિયેં કરી સમિત છે, એટલે ઉપયુક્ત
છે ત્રણ ગુપ્તિયેં કરી ગુપ્ત છે.

પંચ સમિઓ તિગુત્તો ।।

એ છત્રીશ ગુણેં કરી સહિત મહારા ગુરૂ છે ।।૭।।

છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ ।।૨।। ઇતિ ।।૭।।

---

તમારી ઇચ્છા પૂર્વક આદેશ આપો હે ભગવન્! પૂજ્ય!

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ।।

ઇરિયાપથિક તે ચાલવાનો માર્ગ તેને વિષે થઈ
એવી જે જીવ વિરાધના રૂપ સપાપક્રિયા, તે થકી હું
પડિક્કમું? એટલે નિવર્ત્તું? પાપ ટાલું? તેવારેં ગુરૂ
કહે કે, પડિક્કમહ એટલે નિવર્ત્તો પાપ ટાલો. તેવારેં

શિષ્ય કહે, ઇચ્છં. એટલે પ્રમાણ છે.

**ઇરિયાવહિયં પડિક્કમામિ ॥ઇચ્છં॥**

હું પણ પડિક્કમિઉં એટલે પડિક્કમવાને નિવર્ત્ત-
વાને ઇચ્છામિ એટલે ઇચ્છું છું. રૂડી પેરે માર્ગે ચા
લતાં ઇરિયા શોધતાં પણ જે જીવોને

**ઇચ્છામિ પડિક્કમિઉં ઇરિયા વહિઆએ॥**

વિરાધ્યા હોય, ગમણાગમણે એટલે જતાં તથા
આવતાં પ્રાણી, તે બેંદ્રિયાદિક જીવને ચાંપવે કરીનેં

**વિરાહણાએ ગમણાગમણે પાણક્કમણે ॥**

સર્વ બીજને ચાંપવે કરી, હરિત એટલે નીલી વન
સ્પતિને ચાંપવે કરી, ઓસનું પાણી, ઉત્તિંગ એટ
લે ત્રેહ તે ઠારનું પાણી,

**બિઅક્કમણે હરિઅક્કમણે ઓસા ઉત્તિંગ**

પણગ એટલે પાંચે વરણી નીલ ફૂલને (દગ કે૦)
પાણી, (મટ્ટી કે૦) માટી, (મક્કડા કે૦) કરોલીઆનાં
સંતાન એટલે જાલ,

**પણગ દગ મટ્ટી મક્કડા સંતાણા ॥**

જે સર્વ જીવને સંક્રમણ એટલે પગે કરી ચાંપ્યા
થકી જે મેં જીવોને વિરાધ્યા હોય, તે કહે છે.

**સંકમણે જે મે જીવા વિરાહિઆ ॥**

એકેંદ્રિય જીવને, બેંદ્રિય જીવને, તેઇંદ્રિય જીવ-

ने, चौरिंद्रिय जीवने,

**बेइंदिआ तेइंदिआ चउरिंदिआ**

पंचेंद्रिय जीवने, (अभिहया के०) सामा आवता हण्या होय (वत्तिया के०) धूलें करी ढांक्यां होय, (लेसिआ के०) भूमि साथें घस्या होय,

**पंचिंदिया अभिहया वत्तिया लेसिआ ॥**

मांहोमांहे एकठा कीधा होय, ते जीवोनी साथें संघट्टो कीधो होय, ते जीवोने परिताप उपजाव्यो होय

**संघाइया संघट्टिया परियाविया ॥**

ते जीवोने गाढी किलामणा उपजावी होय, (उद्दविया के०) ते जीवोने त्रास पमाड्यो होय, पोतानां स्थानक थकी उपाडीने बीजे स्थानकें

**किलामिया उद्दविया ठाणाओ ठाणं ॥**

संक्रमाव्या होय, तेना जीवितव्य थकी (ववरोविया के०) विपरीत कीधा होय, चूकाव्या होय, जूदा कीधा होय, मार्‍या होय,

**संकामिया जीवियाओ ववरोविया ॥**

ते संबंधि जे दुष्कृत एटले पाप लाग्युं होय, ते म्हारुं पाप मिथ्या एटले निष्फल होजो ॥ इति ॥३॥

**तस्स मिच्छामि दुक्कडं ॥ इति इरि० ॥३॥**

हवे जे आलोच्या, पडिक्कम्या ने अतिचार, तेनुं उत्तरी करण एटले वली विशेष शुद्धि करवाने अर्थे काउस्सग्ग करवाने वांछतो थको तस्स उत्तरीनो पाठ कहे, ते कहे छेः-

जे आलोवतां, पडिक्कमतां पण ने कांइ पाप सहित आत्मा रह्यो होय (तस्स के०) तेनीज वली-विशेष शुद्धिने अर्थे ने कांइ आगल करवुं, तेने उत्तरीकरण कहियें, ते आगल तो हवे काउस्सग्ग करवो छे ते काउस्सग्ग तो (पायछित्त करणेणं के०) विशुध्ध प्रायश्चित्त करवे करीने होय

**तस्स उत्तरि करणेणं पायछित्त करणेणं ॥**

ते प्रायश्चित्त करण पण विशोधि करण एटले आत्माने विशुध्ध निर्मलता करवे करीने होय, ते विशोधि करण पण विशल्य एटले आत्माने निःशल्य करवा थकी एटले मायादिक त्रणय शल्य टालवा थकी थाय ॥

**विसोहि करणेणं विसल्ली करणेणं ॥**

हवे ए उत्तरि करणादिक चार हेतुयें करीने-शुं करवुं? ते कहे छे. संसारहेतु ने ज्ञानावरणीयादिक पाप रूप कर्मो छे, तेने निर्घातन उच्छेदन करवाने अर्थे,

**पावाणं कम्माणं निग्घायणठ्ठाओ ॥**

ठाणं छुं ओक ठामें कर्इं छुं, कायव्यापार त्यागरूप काउस्सग्ग प्रत्यें ठाणं छुं ॥ इति ॥५॥

**ठामि करेमि काउस्सग्गं ॥ इति ॥५॥**

हवे ओक ठामें काउस्सग्ग करूं, ओ पदें करीने ओवी प्रतिज्ञा करी के, कायानो व्यापार न करूं तो हवे बीज्जे कांई पण शरीरनो व्यापार करवा थकी प्रतिज्ञानो भंग थाय, ते माटे काउस्सग्गमां नीचें लखेला आगार मोकला राख्या छे, ओ आगारें करी काउस्सग्गनो भंग न थाय, ते कहे छेः-

अन्यत्र ओटले आगल जे उच्छ्वासादिक आगार कहेशे, ते वर्जीने बीजे स्थानकें कायानो व्यापार करवानो नियम करूं छुं. (उससिओणं के०) ओक उंचो श्वास लेवे करीने बीज्जुं नीचोश्वास मूकवे करीने ॥

**अन्नथ्थ उससिओणं नीससिओणं ॥**

त्रीज्जुं खांसी, उधरस आवे थके, चोथुं छींक आवे थके, पांचमुं बगासुं आवे थके, छठ्ठुं ओडकार आवे थके ॥

**खासिओणं छीओणं जंभाइओणं उड्डुओणं**

सातमुं अधोद्वारें वायु निकलवे करीने, आठ मुं भमरी फेर आववे करीने, नवमुं पित्तने प्रकोपें मूर्छा आववे करीने ॥

**वायनिसग्गेणं भमलिए पित्तमुछाए॥**

दशमुं सूक्ष्म अंगनो संचार करवे करी, अगी आरमुं सूक्ष्म ॥

**सुहुमेहिं अंगसंचालेहिं सुहुमेहिं॥**

श्लेष्मना संचार करवे करी, बारमुं दृष्टिनो संचार करवे करीने

**खेलसंचालेहिं सुहुमेहिं दिट्ठिसंचालेहिं॥**

ए पूर्वे बार आगार कह्यां, ते आदि देईने आदि शब्दथकी बीजा पण आगारें करीने ए म्हारो काउस्सग्ग अभग्न सर्वथा अखंडित

**एवं माइएहिं आगारेहिं अभग्गो॥**

अविराधित होज्ये. म्हारो काउस्सग्ग ते क्यां लगें होज्ये? तो के,

**अविराहिओ हुज्ज मे काउस्सग्गो॥**

ज्यांसुधी श्री अरिहंत भगवंतने नमस्कार करी,

**जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं॥**

हुं काउस्सग्ग पारुं नहीं, त्यांलगें ए म्हारी कायाने एकस्थानकें स्थिरपणे, मौनपणे,

**न पारेमि ताव काय ठाणेणं मोणेणं ॥**

એકાગ્ર ધ્યાને કરીને મ્હારા આત્મા પ્રત્યે વો સિરાવું છું ॥ ५ ॥

**झाणेणं अप्पाणं वोसिरामि ॥ छेति ॥ ६ ॥**

---

હવે કાઉસ્સગ્ગમાં કહેવાના લોગસ્સનો પાઠ-અર્થ સહિત લખીયે છૈયેં:-

સર્વ લોકમાંહે કેવલ જ્ઞાને કરી ઉદ્યોતના કરનાર, ચતુર્વિધ સંઘ રૂપ ને ધર્મતીર્થ, તેના કરનાર, રાગ દ્વેષના જીપનાર ॥

**लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ॥**

કર્મ રૂપ શત્રુને હણનાર, એવા અરિહંતનું હું કીર્ત્તન કરીશ, તેમાં ઋષભાદિક ચોવીશ તીર્થંકરો ને કેવલી થયા છે, તેનું તો નામોચ્ચારણ પૂર્વક કીર્ત્તન કરીશ, અપિ શબ્દ થકી અન્ય તીર્થંકરોનું પણ કીર્ત્તન કરીશ ॥ १ ॥

**अरिहंते कित्तइस्सं, चउवीसंपि केवली ॥ १**

શ્રીઋષભદેવ તથા શ્રી અજિતનાથને હું વાંદું છું ॥

**उसभ मजियं च वंदे ॥**

શ્રી સંભવનાથને, શ્રી અભિનંદનને, વલી શ્રી સુમતિનાથને હું વાંદું છું. વલી

સંભવમભિણંદણં ચ સુમઇં ચ ।।

શ્રી પદ્મપ્રભ સ્વામી પ્રત્યે, શ્રીસુપાર્શ્વનાથ પ્રત્યે,

પઉમપ્પહં સુપાસં ।।

કર્મશત્રુને જીતનાર એવા શ્રીચંદ્રપ્રભ પ્રત્યે, હું વાંદું છું ।।૨।।

જિણં ચ ચંદપ્પહં વંદે ।।૨।।

શ્રી સુવિધિનાથ વળી એમનું બીજું નામ પુષ્પદંત છે તે પ્રત્યે,

સુવિહિં ચ પુપ્ફદંતં ।।

શ્રીશીતલનાથને, શ્રેયાંસ પ્રભુને, શ્રીવાસુપૂજ્ય-સ્વામીને, વળી

સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ ।।

શ્રીવિમલનાથને, શ્રીઅનંતનાથને, વળી કર્મશત્રુનેં જીપનાર

વિમલમણંતં ચ જિણં ।।

એવા શ્રીધર્મનાથને, શ્રીશાંતિનાથ પ્રત્યે હું વાંદું છું ।।૩।।

ધમ્મં સંતિં ચ વંદામિ ।।૩।।

શ્રીકુંથુનાથને, શ્રીઅરનાથને, વળી શ્રીમલ્લિનાથને

કુંથું અરં ચ મલ્લિં ।।

वांदुं छुं. श्रीमुनिसुव्रत स्वामीने, नमि जिनने वली

**वंदे मुणिसुव्वयं नमिजिणं च ॥**

हुं वांदुं छुं, अरिष्टनेमिनाथ प्रत्यें

**वंदामि रिठ्ठनेमिं ॥**

श्री पार्श्वनाथ प्रत्यें, तथा श्री वर्ध्धमान प्रत्यें हुं वांदुं छुं ॥४॥

**पासं तह वध्धमाणं च ॥४॥**

ए प्रकारें म्हारे जवें ने नाम पूर्वक अभिस्तुता एटले संस्तव्या ते चोवीशे जिनवर केहेवा छे? तोके

**एवं मए अभिथुआ ॥**

विधुत एटले टाल्यां छे कर्मरूप रज, अने कर्मरूप मल जेणें एवा छे, वली प्रक्षीण एटले अतिशयें करीने क्षय कर्‍यां छे, जरा अने मरणं जेणें एवा

**विहुय रय मला पहीण जरमरणा ॥**

पूर्वोक्त चोवीशे तीर्थंकर सांप्रत कालें थया, अपि शब्द थकी बीजा पण तीर्थंकर लेवा.

**चउवीसंपि जिणवरा ॥**

ते तीर्थंकरो (मेंके) म्हारा उपर प्रसन्न थाओ ॥५॥

तिथ्थयरा मे पसीयंतु ॥५॥

कीर्त्तित छे, वंदित छे; पूजित छे, एटले ईन्द्रादि
कोयें जेने कीर्त्या, वांद्या, भावें करी पूज्या छे

कित्तिअ वंदिअ महिआ ॥

एवा जे ए सुतीर्थ लोकने विषे उत्तम सिध्ध
भगवंत तमें मुजने

जे ए लोगस्स उत्तमा सिध्धा ॥

रोग रहित पणुं ते द्रव्य आरोग्यता अने सि-
ध्धपणुं ते भावआरोग्यता, ते तो बोधिलाभ-
एटले श्री जिनधर्मनी प्राप्तिनो लाभ थाय, तेवारें
पमाय छे.

आरुग्ग बोहिलाभं ॥

ते श्रीजिनधर्मनी प्राप्तिनो लाभ थवाने अर्थे
रत्नत्रयने विषे स्थिरता रूप उत्तम समाधि मुजने
आपो ॥६॥

समाहिवर मुत्तमं दिंतु ॥६॥

चंद्र समुदायथकी अत्यंत निर्मल छे

चंदेसु निम्मलयरा ॥

सूर्य समुदायथकी अधिक प्रकाशना करनारा छे

आईच्चेसु अहियं पयासयरा ॥

स्वयंभुरमणनामा समुद्रनी पेरें गुणें करी गं-

ભીર છે.

સાગરવર ગંભીરા ॥

એવા અષ્ટ કર્મ રહિત સિધ્ધ તમેં મુજને સિધ્ધિ
પ્રત્યેં આપો ॥૭॥

સિધ્ધા સિધ્ધિં મમ દિસંતુ ॥ઇતિ॥૭॥

---

હવે સામાયિક લેવાની પાઠ, અર્થ સહિત લખે છે.
કરૂં છું હે ભગવંત! સામાયિક પ્રત્યેં. સાવદ્ય એ
ટલે પાપ સહિત જે મન, વચન અને કાયાના વ્યાપાર

કરેમિ ભંતે. સામાઇયં સાવજ્જં જોગં ॥

તે પ્રત્યેં પચ્ચખ્ખું છું, તે જ્યાં સુધી સામાયિક-
વ્રતના નિયમને હું પર્યુપાસું, સેવું, ત્યાં સુધી ક
રવા કરાવવા રૂપ

પચ્ચખ્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ ॥

જે પ્રકારનો જે સાવદ્ય વ્યાપાર, તેને ત્રિવિધેં કરી
એટલે મનેં કરી, વચનેં કરી,

દુવિહેણં તિવિહેણં મણેણં વાયાએ ॥

કાયાયેં કરી, હું પોતેં નહીં કરૂં, અનેરા પાસેં ન
હીં કરાવું.

કાએણં ન કરેમિ ન કારવેમિ ॥

તે અતીતકાલ સંબંધિ જે સાવદ્ય વ્યાપાર રૂપ

पाप, तेने हे भगवंत ! हुं प्रतिक्रमुं छुं. आत्मा-
साखें निंदुं छुं ॥

**तस्स भंते पडिक्कमामि निंदामि ॥**

गुरूनी साखें गर्हुं छुं, ने पापथी म्हारा आत्माने
वोसिरावुं छुं ॥८॥

**गरिहामि अप्पाणं वोसिरामि॥इति॥८॥**

---

## अथ नमुथ्थुणंनो पाठ ॥

नमस्कार करूं छुं. आठ कर्म रहित एवा सि-
ध्ध भगवंत प्रत्यें.

**नमस्कार करूं छुं. सिध्ध भगवंत प्रत्यें॥**

नमस्कार हो श्री अरिहंत भगवंत प्रत्यें, अ-
रिहंत केवा छे ?

**नमुथ्थुणं अरिहंताणं भगवंताणं ॥**

धर्मनी आदिना करनार, चतुर्विध संघरूप-
तीर्थना करनार, पोतानी मेलें बूज्या छे.

**आईगराणं तिथ्थयराणं सयंसंबुध्धाणं**

पुरूष मांहें उत्तम छे, पुरूष मांहें सिंह समान छे,

**पुरिसुत्तमाणं पुरिस सीहाणं ॥**

पुरूष मांहें प्रधान पुंडरीक कमल समान छे.

**पुरिस वर पुंडरीआणं ॥**

પુરૂષ માંહે પ્રધાન ગંધહસ્તી સમાન છે.

પુરિસવરગંધહત્થીણં ॥

લોક માંહે ઉત્તમ છે, લોકના નાથ છે, લોકને હિતના કરનાર છે

લોગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં ॥

લોક માંહે પ્રદીપ સમાન છે, લોકને વિષે પ્રદ્યોતના કરનાર છે, એટલે મિથ્યાત્વ રૂપ અંધકારના ટાલનાર છે.

લોગપઈવાણં લોગપજ્જોઅગરાણં ॥

છકાયના જીવને અભયના દેનાર છે, સમ્યક્ જ્ઞાન રૂપ ચક્ષુના દેનાર છે, રત્નત્રય રૂપ જે મોક્ષનો માર્ગ છે, તેના દાતાર છે,

અભયદયાણં ચક્ખુદયાણં મગ્ગદયાણં ॥

કર્મલૂપથી બીક પામનારા જીવને શરણના દાતાર છે, સંયમ રૂપ જીવિતવ્યના દાતાર છે, સમ્યક્ત્વ રૂપ બોધબીજના દાતાર છે,

સરણદયાણં જીવદયાણં બોહિદયાણં ॥

ચારિત્ર રૂપ ધર્મના દાતાર છે, ધર્મ માર્ગના ઉપદેશના કરનાર છે,

ધમ્મદયાણં ધમ્મદેસિયાણં ॥

ધર્મના નાયક છે, ચારિત્ર રૂપ ધર્મના સારથિ છે,

धम्मनायगाणं धम्मसारहीणं ॥

ધર્મને વિષે પ્રધાન ચાતુરંત ચક્રવર્ત્તિ સમાન છે

धम्मवर चाउरंत चक्कवट्टीणं ॥

સમુદ્ર મધ્યે જેમ દ્વીપ આધારભૂત છે તેમ-
સંસારમધ્યે સ્વામિ આધાર ભૂત છે, દુઃખિઆ
જીવને શરણ ભૂત છે.

दीवोत्ताणं सरणगयपइट्ठाणं ॥

અપ્રતિહત એટલે આવ્યા પછી પાછા ન જાય
અથવા કોઈથી હણાય રોકાય નહીં એવા પ્રધા
ન જ્ઞાન અને દર્શનના ધરનાર છે ॥

अप्पडिहय वर नाण दंसण धराणं ॥

નિવર્ત્યું છે જે થકી છદ્મસ્થ પણું, રાગાદિક અં
તરંગ વૈરીને પોતે જીત્યા છે જીવને રાગાદિક-
વૈરી થકી જીતાવવાને સમર્થ છે.

वियट्टछउमाणं जिणाणं जावयाणं ॥

પોતે સંસાર સમુદ્ર થકી તર્યા છે જીવને સંસા
ર સમુદ્ર થકી તારવાને સમર્થ છે, પોતે તત્ત્વના-
જાણ થયા છે જીવને સ્વસ્વરૂપનો બોધ કરના
ર છે.

तिन्नाणं तारयाणं बुद्धाणं बोहयाणं ॥

આઠકર્મ થકી પોતે મૂકાણા છે, જીવને મૂકાવવા

समर्थ छे, सर्व वस्तुने ज्ञानें करी जाणे छे, सर्व वस्तु-
ने दर्शने करी देखे छे.

**मुत्ताणं मोअगाणं सव्वन्नूणं सव्वदरिसीणं**

(शिव के०) उपद्रव रहित अचल छे (अरुज के०) व्या
धि वेदनाथी रहित छे ज्ञानादिक अनंत चतुष्टयें करी
युक्त छे, अक्षय छे.

**सिवमयल मरुय मणंत मक्खय॥**

(अव्याबाध के०) बाधा पीडा रहित छे संसारमां
फरी अवतरवुं नथी माटे अपुनरावर्त्ति एवी सिध्धि
गति छे.

**मव्वाबाह मपुणरावत्ति सिध्धिगई॥**

नाम जेनुं एवा स्थानक प्रत्यें (संप्राप्त के०) पाम्या
ते अरिहंतने नमस्कार थाओ. केवा छे ते श्री अरिहंत
तो के अंतरंग रागादिक रिपुवर्गने जीतनार छे.

**नामधेयं ठाणं संपत्ताणं नमो जिणाणं**

जीत्या छे इहलोकादिक सातभय जेणें एवा देवा-
धिदेवने म्हारी त्रिकाल वंदना होज्यो॥ इति॥ ८॥

**जियभयाणं देवाधिदेवने त्रिकाल वंदना॥**

**इति॥ ८॥**

## अथ सामायिक पारवानो पाठ॥

सामायिक व्रतने विषे संयुक्त होय ॥

**सामाइअ वय जुत्तो**

ज्यांसुधी जीव सावद्यव्यापारना नियम संयुक्त होय॥

**जाव मणे होइ नियम संजुत्तो॥**

त्यां सुधी अशुभ कर्मने छेदे

**छिन्नइ असुहं कम्मं॥**

जेटली वार सामायिक करे, तेटली वार अशुभकर्मने छेदे

**सामाइअ जत्तिआवारा॥१॥**

(जि के०) वली सामायिक करती वखत,

**सामाइयंमि उ कए॥**

(जम्हा के०) जे माटे साधु समान श्रावक होय,

**समणोइव सावओ हवइ जम्हा॥**

ए कारण भणी घणा सामायिक प्रत्यें जे तत्त्वना

जाण होय ते करे.

**एएण कारणेणं, बहुसो सामाइयं कुज्जा॥२॥**

सामायिक विधें लीधुं विधें पारिउं,

**सामायिक विधें लीधुं विधें पारिउं॥**

विधि करतां जे कांइ अविधि आशातना

**विधि करतां जे कांइ अविधि आशातना**

थइ होय, ते (दुष्कृत के०) पाप मिथ्या एटले निष्फ-

ત થાએ.

**થઈ હોય તસ્સ મિચ્છામિ દુક્કડં ॥**

સામાયિક વ્રતને વિષે દશ મનના દોષ, દશ વચન-
ના દોષ, અને બાર કાયાના દોષ.

**દશ મનના દશ વચનના બાર કાયાના ॥**

એવં બત્રીશ દોષમાં જે કોઈ દોષ લાગ્યો હોય,

**એ બત્રીશ દોષમાં જે કોઈ દોષ લાગ્યો હોય**

તે પાપ નિષ્ફલ થાઓ ॥ ઈતિ સામાયિક પારવાનો પાઠ ॥

**તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઈતિ ॥૧૦॥**

---

## અથ પડિક્કમણું લિખ્યતે ॥

ઈચ્છું છું. વાંદું છું. હે ક્ષમાશ્રમણ! તમોને વાંદુ છું.
યાપનિકા એટલે, મ્હારા શરીરની શક્તિયેં કરી સહિત

**ઈચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ**

પાપરૂપ વ્યાપારને નિષેધિને વાંદુ છું. તમેં (મે કે૦)
મુજને (મિઉગ્ગહં કે૦) મિત અવગ્રહ માંહે પ્રવેશ કરવા
ની (અણુજાણહ કે૦) આજ્ઞા આપો ॥

**નિસીહિઆએ અણુજાણહ મે મિઉગ્ગહં ॥**

એક ગુરુવંદન વિના બીજા વ્યાપારને નિષેધીને-
(અહોકાયં કે૦) ગુરૂનો અધઃપ્રદેશનો છેલ્લો લાગ
તે પગ જાણવા, એટલે ગુરૂના પગ પ્રત્યેં પોતાના (કાય

के०) हाथ अने ललाटें करी रुडी रीतें (संफासं के०) स्पर्शो.

## निसिहि अहोकायं कायसंफासं ॥

पछी जे हाथ जोडी गुरुनी सन्मुख दृष्टि राखी आवी रीतें कहे के हे पूज्य! तमारां चरण स्पर्शतां जे कांई म्हारे लवें आपने (किलामो के०) किलामना एटले पीडा उपजवी होय, ते (भे के०) तमोने (खमणिज्जो के०) खमवा योग्य छे (अप्पकिलंताणं के०) आप अल्प किलामणावाला छो.

## खमणिज्जो भे किलामो अप्पकिलंताणं ॥

बहु शुभें करीने एटले घणा समाधि भावें करीने जेम कुशलें करीने (भे के०) तमारो दिवस; व्यतिक्रांत थयो एटले वीत्यो?

## बहु सुभेण भे दिवसो वइक्कंतो ॥

(भे के०) तमारे (जत्ता के०) संयम यात्रा (च के०) वली (जवणिज्जं के०) इंद्रिय अने नोइंद्रियना उपशमादिक प्रकारें करी निराबाध शरीर (भे के०) तमारे छे. हुं जमावुं छुं.

## जत्ता भे जवणिज्जं च भे खामेमि ॥

हे क्षमाश्रमण! तमोने दिवस संबंधि व्यतिक्रम एटले अवश्य करणीय विराधनारूप म्हारो अपराध ते प्रत्यें ॥ इति वांदणा बार आवर्त्तरूप संपूर्ण गाथा

जमासमणो देवसियं वइक्कमं ॥ इतिा॥४॥

---

## अथ आवसिआएनो पाठ अर्थसहित.

अवश्य करणीने विषे जे अतिचार लागा होय, ते-
थकी हुं निवर्त्तुं छुं. क्षमाश्रमण संबंधीनी

**आवसिआए पडिक्कमामि खमासमणाणं**

दिवसने विषे थई एवी जे आशातना ते केई आशा
तना तो के तेत्रीश आशातना मांहेली अनेरी कोईप
ण आशातनायें करीने तथा वली

**देवसिआए आसायणाए तित्तीसन्नयराए**

जे कांई हूं आलंबन लेई मिथ्याभाव वर्त्तायो हो
य मन संबंधि जे दुष्कृत एटले पाप वचन संबंधी जे
दुष्कृत एटले पाप.

**जंकिंचि मिच्छाए मणदुक्कडाए वयदुक्कडाए**

काया संबंधि अयत्नायें जे दुष्कृत थयुं होय, क्रोधें करी,
मानें करी, मायायें करी,

**कायदुक्कडाए कोहाए माणाए मायाए ॥**

लोभें करी, सर्व त्रणे कालने विषे जे अविनयादि
क थयो होयं, सर्वथा मिथ्या उपचार रूप आशात-
नायें करीने

**लोभाए सव्वकालिआए सव्वमिच्छोवयारा
ए॥**

सर्व धर्म ने आठ प्रवचन माता रूप तेनी करणीने
अतिक्रमवा रूप आशातनायें करीने ए पूर्वोक्त प्रका
रनी सर्व आशातनायें करीने

**सव्वधम्माइक्कमणाए आसायणाए ॥**

जे प्रकारे जीवें अतिचार दोष कर्यो होय, ते अति
चार प्रत्यें हे क्षमाश्रमण! हे साधु!

**जो मे अइआरो कओ तस्स खमासमणो ॥**

हुं पडिक्कमुं छुं, आत्मानी साखें निंदुं छुं गुरुनी साखें गर्हुं छुं

**पडिक्कमामि निंदामि गरिहामि ॥**

ते अपराध रूप पापें करी सहित एवा आत्माने हुं वो
सिरावुं छुं ॥ इति आवसिआएनो अर्थ संपूर्ण ॥१२॥

**अप्पाणं वोसिरामि ॥ इति समाप्त ॥१२॥**

---

## अथ पडिक्कमणुं ठववानो पाठ ॥

अवश्य करणी करवा योग्य तेनो तमारी इच्छा हो
य तो आदेश आपो. हे भगवन् पूज्य! तो

**आवसहि इच्छाकारेण संदिसह भगवन् ॥**

हुं दिवस संबंधि पडिक्कमणुं ठाउं दिवस संबंधि ॥

**देवसि पडिक्कमणुं ठाएमि देवसि ॥**

ज्ञानाचारने विषे, सम्यक्त्व दर्शनने विषे, देशविर
ति चारित्रने विषे, तपाचारने विषे, वीर्याचारने विषे,

**ज्ञान दर्शन चारित्र तप वीरिय ॥**

ने अतिचार लागो होय, तेनी चिंतवनाने अर्थे क रुं छुं. हुं कायोत्सर्ग मध्ये ॥ इति पडिक्कमणुं ठाव वयाना पाठनो अर्थ संपूर्ण ॥१७॥

**अतिचार चिंतवनार्थं करेमि काउस्सग्गं ॥**

इति १७

## अथ इच्छामि ठामिनो पाठ ॥

इच्छुं छुं हुं एकठामे काउस्सग्ग करवाने ने म्हारे थवे ॥

**इच्छामि ठामि काउस्सग्गं जो मे ॥**

दिवस संबंधिओ अतिचार दोष कीधो होय ते अ तिचार अनेक प्रकारना छे, ते कहे छे. काया संबंधि

**देवसिओ अइआरो कओ काइओ ॥**

वचन संबंधि मन संबंधि त्यां उत्सूत्र बोलवा थ की उन्मार्ग स्थाप्यो होय, तेना योगें करी,

**वाइओ माणसिओ उस्सुत्तो उम्मग्गो ॥**

अकल्पनीय पण आचर्युं वली तेना योगें करी न हीं करवा योग्य कार्य कर्युं ए काय अने वचन संबं- धि अतिचार कह्या, हवे मन संबंधि अतिचार कहे छे.— मनने विषे (दुज्झाओ के०) दुर्ध्यान करवे करी ते दुर्ध्याानना योगें करी दुष्ट अशुभ कार्यनुं चिंतववुं ॥

**अउप्पो अकरणिज्जो दुज्झओ दुव्विंतिओ॥**

ते माटे ते अनाचार कहियें. ते अनाचार माटेज

इछवा वांछवा योग्य नहीं ते इछवा वांछवा यो

ग्य नहीं माटेज श्रावकने करवा योग्य नहीं, ऊचित-

नहीं ओ मनं संबंधी अतिचार कह्यो.

**अणायारो अणिछियव्वो असावग पावगो॥**

हवे ओ सर्व अतिचार शाने विषे लगाड्यो होयते

कहे छे. ज्ञानने विषे, तथा दर्शनते संमकितने विषे

चारित्राचारित्र ते देशविरति चारित्रने विषे.

**नाणे तह दंसणे चरित्ताचरित्ते॥**

श्रुत सिध्धांतने विषे, सम्यक्त्व रूपं सामायिकने

विषे, शंका प्रमुखे करी त्रण गुप्तिने अणपालवे करी,

**सुओ सामाइओ तिन्ह गुत्तीणं॥**

चार कषायने करवे करीने पांच अणुव्रत मांहेथी

**चउन्ह कसायाणं पंचन्ह मणुव्वयाणं॥**

त्रण गुणव्रत मांहेथी, चार शिक्षा व्रत मांहेथी,

**तिन्ह गुणव्वयाणं चउन्ह सिख्खाव्वयाणं॥**

ओ बार प्रकारना व्रत रूप श्रावकनो जे धर्म, तेने विषे

**बारस्स विहस्स सावग धम्मस्स॥**

जे कांई देशथकी खंडना कीधी होय, जे कांई सर्व

थकी भंग करी विराध्युं होय, तेनुं दुष्कृत जे पाप, ते

म्हारुं पाप, मिथ्या थाओ ॥ इति इच्छामि ठामि

ना पाठनो अर्थ ॥१७॥

॥ जंडिअं ॥ विराहिअं तस्स मिच्छामि दु
क्कडं ॥इति॥१७॥

---

## सांजना पडिक्कमणामां तपनो
## काउस्सग्ग प्रारंभः

ज्ञानने विषे, समकित दर्शनने विषे,

**नाणंमि दंसणंमिअ ॥**

चारित्रने विषे, तपने विषे तथा वीर्यने विषे,

**चरणंमि तवंमि तहय वीरियंमि ॥**

ए पांचेने विषे ॥ आचरण एटले व्यापार, तेने

(आयारो के०) आचार कहियें अथवा ए ज्ञानादिक

पांचनुं ॥ आचरण, तेने आचार कहियें.

**आयरणं आयारो ॥**

ए प्रकारें ए प्रत्यक्ष पांच प्रकारनो आचार, श्रीतीर्

थंकरें कह्यो छे ॥१॥

**इअ एसो पंचहा भणिओ ॥१॥**

तिहां प्रथम ज्ञानना आठ आचार कहे छे- एक का-

ल वेलायें भणवुं, बीजुं ज्ञानीनो विनय करवो, त्री

जुं ज्ञानी तथा ज्ञानने विषे अंतरंग प्रेम करवो, तेने

બહુમાન કહિયેં ।।

## કાલે વિણએ બહુમાણે ।।

ચોથું સૂત્રોના તપ વિશેષ ઊપધાન યોગનું વહેવું તથા પાંચમું વિદ્યાગુરૂને ઓલવવો નહીં, વિસારવો નહીં

## ઊવહાણે તહય નિન્હવણે ।।

છઠું સૂત્ર અક્ષર શુધ્ધ ભણવો તેને વ્યંજન કહિયે સાતમો અર્થ શુધ્ધ ભણવો, આઠમો (તદુભએ કે૦) - સૂત્ર અને અર્થ એ બેહુ શુધ્ધ ભણવાં ।।

## વંજણ અથ્થ તદુભએ ।।

એ આઠ પ્રકારે જ્ઞાનાચાર ભણવો. તે જેમ કહ્યો છે તેમજ કરવો, એથી વિપરીત કરીયેં તો અતિચાર લાગે

## અઠ્ઠવિહો નાણ માયારો ।।૧।।

હવે દર્શનના આઠ આચાર કહે છે. એક શ્રી જિન વચનમાં શંકા ન કરવી, બીજે અન્ય દર્શનની વાંછા ન કરવી, અન્ય દર્શનીમાં જગારેક ક્ષમાદિક ગુણ દેખી તેનો અભિલાષ ન કરવો.

## નિસ્સંકિઅ નિક્કંખિય ।।

ત્રીજે ક્રિયા અનુષ્ઠાનાદિક ધર્મના ફલમાં સંદેહ ન રાખવો તથા સાધુ સાધ્વીના મલ મલિન શરીર, વસ્ત્ર દેખી દુગંછ્છા ન કરવી. ચોથું મિથ્યા દ્રષ્ટિના ક્રિયા, કષ્ટ, કરામત દેખી તેના ઊપર વ્યામોહ ન થા

वुं, ते अमूढ दृष्टि पुरुषनुं लक्षण जाणवुं ॥

निव्वितिगिच्छा अमूढ दिठ्ठिअ ॥

पांचमुं समकेत धारी गुणवंतना अल्पगुणनी-पण श्रध्धा पूर्वक प्रशंसा करवी. ते उपबृंहक आचार जाणवो. छठ्ठुं श्रीजिन धर्म थकी पडता प्राणीने सहाय आपी धर्ममां थिर करवो, ते थिरीकरण पुरुषनुं लक्षण जाणवुं.

उववूह थिरी करणे ॥

सातमुं साधर्मिनी भक्ति करवी, ते वात्सल्य पुरुषनुं लक्षण. आठमुं जे रीतें अन्य दर्शनी लोक पण श्री जिनशासननी अनुमोदना करे, मिथ्यात्व मूके एवां कार्य करवां जे थकी श्रीजिनधर्म दीपे, ते प्रभावना लक्षण

वछ्छल प्पभावणे अठ्ठ ॥ २ ॥

हवे चारित्राचार कहे छे. (प्रणीधान केः) स्थिरयोग संयम व्यापार एटले मन, वचन, कायाना योग चारित्र पालवाने विषे, युक्त होय.

पणिहाण जोग जुत्तो ॥

ते पांच समिति अने त्रण गुप्ति तेणें करी

पंचहिं समईहिं तिहिं गुत्तीहिं ॥

जे चारित्राचार जे छे, ते आठ प्रकारनो जाणवो ॥

एस चरित्तायारो ॥ अठ्ठविहो होई नायव्वो

॥ ८ ॥

हवे तपाचार कहे छे. बार प्रकारना तपने विषे अ
पि शब्दें निश्चें छे

## बारसविहंमिवि तवे॥

ते छ भेद अभ्यंतर अने छ भेद बाह्य सहित छे.
वली कुशल एटले तीर्थंकरें उपदिश्युं छे एवुं छे॥

## सब्भिंतर बाहिरे कुसल दिठ्ठे॥

ते तप केहेवुं छे तो के अग्लानि एटले दुगंछा भाव
रहित छे तथा अशनादिक आजीविकायें करी रहित
छे, मात्र कर्मक्षयने निमित्तेंज करवुं छे पण हुं तप
करूं तो म्हारी पेट भराई थाशे, ते वास्ते नहीं.

## अगिलाई अणाजीवी॥

ए रीतें जाणवो ते तपाचारने अने एथी विपरीत
करे तो ते तपाचारना अतिचार लागे॥५॥

## नायव्वो सो तवायारो॥५॥

हवे तपाचारना बार भेदमांथी प्रथम बाह्य तपना
छ भेद कहे छे. एक अशनादिक चार आहारनो
त्याग करवो तेने अनशन तप कहियें, ते बे प्रकारें
छे. एक नवकारसीथी मांडीने छम्मासी पर्यंत तप
करवुं ते इत्वर कहीयें. बीजुं जावजीव पर्यंत अन
शन करवो. बीजो ऊनोदरीका तप. ते वस्त्र पात्र ओ
छां करवां तथा भोजन करतां पांच सात कोलिआ ओ-

छाननवा तथा कषायनी न्यूनता करवी.

## अणसण मूणोयरिया ॥

त्रीजो द्रव्यादिक चार प्रकारना अभिग्रह करीने वृत्ती एटले आजीविकानो संक्षेप करवो, तेने वृत्ति संक्षेप तप कहियें. चोथो विगयादिक रसनो त्याग करवो तथा लीलोतरी प्रमुखनो नियम करवो, नीवी करवी, तेने रस त्याग तप कहियें.

## वत्ति संखेवणं रसच्चाओ ॥

पांचमुं तप काउस्सग्ग करवो, वीरासन, पद्मासन तथा उत्कटादिक आसन करवां, टाढ तापनी आतापना लेवी, लोच करवो, उघाडे पगें चालवुं, भूमि उपर शयन करवुं, इत्यादिक प्रकारें करी शरीरने कष्ट देवुं, तेने काय क्लेष तप कहीयें. छठुं विषय कषायने उदीरवा नहीं, उदय आव्या तेने निःफल करवा, अशुभ योगनुं निवारवुं, शुभयोगमां प्रवर्त्तवुं, स्त्री, पशु, नपुंसक रहित स्थानक सेववुं, कूर्मनी पेरें हाथ पग प्रमुख संवरी राखवा, तेने संलीनता तप कहीयें. ए छ प्रकारें ( बज्झो तवो होइ ) बाह्य तप छे ॥ ६ ॥

## कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ६

हवे अभ्यंतर तपना छ भेद कहे छे. एक दोष लागे

थइ गुरु पासेंथी आलोयणा लीये, बीजे ज्ञानादि
कनो विनय करे. तथा गुरुआदिकनो विनय करे. त्री
जे बाल, वृध्ध, तपस्वी ग्लाननी वेयावच्च एटले
शुश्रूषा करे, (तहेव के०) तेमज. चोथो वांचना, पृ-
छ्छना, परावर्त्तनादिक पांच प्रकारनो स्वाध्याय करे ॥

**पायछ्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ**

पांचमो आर्त्त अने रौद्रध्यान निवारवो अने धर्म
तथा शुक्लध्याननुं ध्यावबुं, तेने ध्यान तप कहीयें.
छठुं कर्मक्षय निमित्तें कायोत्सर्ग करवो, तेने काउ
स्सग्ग तप कहीयें. (अपि के०) निश्चें, ए अत्यंत
र तप छ प्रकारें छे ॥७॥

**झाणं उस्सग्गोविय, अभ्भिंतरओ तवो होइ**

हवे वीर्याचार कहे छे. अनिगूहित एटले अण
ढांकेला छे अण गोपवेला छे, अर्थात् प्रगट छे म
न, वचन अने कायानां बलवीर्य जेनां.

**अणिगूहिअ बलवीरिओ ॥**

(जे के०) जे (परिक्कमइ के०) पराक्रम करे छे, उ-
द्यम करे छे, (जुत्त के०) यथोक्त जेम श्रीतीर्थंकर दे
वें कह्यो छे तेम (भाउत्तो के०) उपयुक्त सावधान थको

**परिक्कमइ जोजुत्त भाउत्तो ॥**

(जुंजइ के०) ते धर्मकार्यने विषे जोडे, लागे, प्रवर्त्ते

(अहाथामं के०) यथाशक्ति प्रमाणे पोताना बलने-
अनुसारें, तेने (नायव्वो.के०) जाणवो वीर्याचार प्र
त्येंं एटले संवर करणीमां यथाशक्तियें पराक्रम फो
रवे, ते मनादिक त्रण लेदें वीर्याचार जाणवो ॥८॥

**अणिगूहिअ बलवीरिओ, परक्कमइ जो जहुत्तमाउत्तो॥ जुंजइ अ जहाथामं,नायव्वो वीरिआयारो॥८॥ इति तपना काउस्सग्ग संपूर्ण॥**

---

## अथ ज्ञानना अतिचार अर्थसहित लखियें छैयें॥

श्रीज्ञानने विषे जे कांइ अतिचार लाग्या होय.

**श्रीज्ञानने विषे जे अतिचार लागा होय॥**

ते आलोउं छुं. जे वचन हीण लण्यो होय॥१॥

अक्षर लणतां वचमां मेली दीधो होय॥२॥

**ते आलोउं. जं वाइद्धं वच्चा मेलिअं॥**

हीन अक्षर लण्यो होय॥३॥ अधिको अक्षर-
लण्यो होय॥४॥ पद हीन एटले लणतां पद मे-
ली दीधुं होय॥५॥

**हीणक्खरं अच्चक्खरं पयहीणं॥**

विनय हीन, ते सुतां, उठतां, लांबे पगें बेसतां,
लण्यो होय॥६॥ योग हीन लण्यो होय॥७॥ घो
षहीन लण्यो होय॥८॥

विनयहीणं जोगहीणं घोसहीणं ॥
गुरुयें अक्षर रेखो दीधो तेने रुखी नाख्यो होय ॥८॥ गुरु दत्त अक्षरने लुडी रीतें छख्यं होय ॥९॥ अकालें

सुट्ठुदिन्नं दुट्ठु पडिच्छियं अकाले ॥
सिध्यांत भण्यो होय ॥११॥ अने काल वेलायें सिध्यांत न भण्यो होय ॥१२॥

कओ सज्झाओ काले न कओ सज्झाओ ॥
असज्झायें, सज्झाय ध्यान कर्यो होय ॥१३॥ सज्झाय करवानी वेलायें सज्झाय ध्यान न कर्यो होय ॥१४॥

असज्झाये सज्झायं सज्झाये न सज्झायं
जेम ने कोई ज्ञान भणवाना चौद अतिचारनेविषे

ने कोई ज्ञानना चौद अतिचारने विषे
दिवस संबंधि दोष लागो होय.

दिवस संबंधि दोष लागो होय
ज्ञाननी आशातना भणती वखतें करी होय, ते पाप मिथ्या होजो निःफल होजो ॥१॥

तस्स मिच्छामि दुक्कडं ॥१॥

---

हवें जिनवचन ऊपर निस्संक पणे रहेवुं जेथुं ने श्री

સમ્યક્ત્વ દર્શનરૂપ રત્ન તેને વિષે જે

## દર્શન-શ્રીસમકેત રત્નને વિષે જે ॥

અતિચાર લાગો હોય, તે આલોઉં છું.

## અતિચાર લાગો હોય, તે આલોઉં ॥

શ્રીજિન તીર્થંકરના વચન સત્ય કરી ઠીક સર્દહ્યાં ન હોય ॥૧॥

## શ્રીજિન વચન સમાં સર્દહ્યાં ન હોય ॥

તેમના વચન ઉપર પ્રતીત એટલે આસ્તા આણી ન હોય ॥૨॥ તીર્થંકરના વચન ઉપર રૂચિ આણી ન હોય ॥૩॥

## પ્રતિત્યાં ન હોય, રોચાવ્યાં ન હોય ॥

પરદર્શની જે યોગી, સંન્યાસી, પ્રમુખ તેની આકાંક્ષા વાંછના પ્રમુખ કીધી હોય ॥૪॥

## પરદર્શનીની આકાંક્ષા કીધી હોય ॥

તપ પ્રમુખ ધર્મ કરણીનાં જે ફલ, તે પ્રત્યે સંદેહ આણ્યો હોય, જે આ ધર્મ કરણી કરૂં છું, તેનું ફલ થશે કિંવા નહિં થાય ॥૫॥

## ફલ પ્રત્યે સંદેહ આણ્યો હોય ॥

યોગી, સંન્યાસી, પ્રમુખ પરદર્શનીનો મહિમા દેખી વખાણ્યા હોય ॥૬॥

## પર પાખંડીની પ્રશંસા કીધી હોય ॥

પરદર્શનીનો સંસ્તવ કર્યો હોય ॥૭॥ પરદર્શની સાથે

રાત્રિ દિવસ પરિચય ગોષ્ટિ કરી હોય ॥૮॥
**પરપાખંડીનો સંસ્તવ, પરિચય કીધો હોય ॥**
એ રીતેં સમકેત રૂપ રત્નને વિષે જે કાંઈ મલીન ભા
વ કર્યો હોય. એ આઠ પ્રકાર માંહેલો જે કોઈ
**જે કાંઈ સમકિત રત્નને વિષે આઠ પ્રકારેં**
જાણતાં, અજાણતાં, દિવસ સંબંધી
**જાણતાં, અજાણતાં, દિવસ સંબંધિ**
દોષ લગાડ્યો હોય, તે મહારો પાપ નિષ્ફલ થાઓ ॥૨॥
**દોષ લગાડ્યો હોય તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૨॥**

---

હવે બાર વ્રતના ૧૨૪ અતિચાર આલોવે છે. તિહાં પ્રથ
મ મ્હોટા પ્રાણીના પ્રાણનો અતિપાત એટલે ઘાત કર-
વો, તેથી નિવર્ત્યો છું. તે વ્રત માંહે
**પહેલું સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતને વિષે**
જે અતિચાર લાગ્યા હોય, તેને આલોઉં છું ॥
**જે અતિચાર લાગા હોય, તે આલોઉં ॥**
પ્રથમ રીશ વશેં ક્રોધેં કરી કોઈ જીવ ઉપરેં આકરો
ઘાવ ઘાલ્યો હોય, એટલે ઘણો માર્યો હોય ॥૧॥
**રીશવશેં ગાઢો ઘાવ ઘાલ્યો હોય ॥**
ઢોર પ્રમુખને આકરા બંધનેં બાંધ્યા હોય ॥૨॥ ઢોર
પ્રમુખના નાક, કાન, કંબલાદિક અવયવનો

ગાઢે બંધને બાંધ્યા હોય અવયવનો

છેદ કીધો હોય ॥૭॥ ગાઢિલ પણે ઢોર ગાડાં, ઊંટ,

પ્રમુખ ઊપરે અત્યંત ભાર ભર્યો હોય ॥૮॥

છેદ કીધો હોય અતિભાર ભર્યો હોય

ઢોર પ્રમુખને ચારો, પાણી, દાણો પ્રમુખ દેવાનો વિ

છેદ એટલે અંતરાય કીધો હોય ॥૯॥

ભાત પાણીનો વિચ્છેદ કીધો હોય,

એ પ્રથમ વ્રતના પાંચ અતિચાર માંહેલો. જે કોઈ દિ

વસ સંબંધિ દોષ એટલે પાપ લાગ્યું હોય,

જે કોઈ દિવસ સંબંધિ દોષ લાગો હોય,

તે મ્હારૂં દુષ્કૃત એટલે પાપ મિથ્યા થાઓ ॥૭॥

તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૭॥

---

બીજે વ્રતે મ્હોટકું જૂઠું બોલવા થકી નિવર્ત્યો છું તેને વિષે

બીજું સ્થૂલ મૃષાવાદ વિરમણવ્રતને વિષે

જે અતિચાર દોષ લાગ્યો હોય તે આલોઉં છું.

જે અતિચાર દોષ લાગો હોય, તે આલોઉં છું.

સહસાત્કારે કોઈના ઊપર અછતું ખોટું આલ દીધું હોય ૧

સહસાત્કારે કોઈ પ્રત્યે કૂડાં આલ દીધાં હોય,

કોઈ મિત્રાદિકની છાની ગુહ્ય વાર્તા પ્રગટ કીધી હોય ૨

રહસ્ય છાની વાત પ્રગટ કીધી હોય ॥

स्त्रीना मर्मनी वात, कोइ आगल प्रकाशी देखाडी होय ३

स्त्रीनां मर्म प्रकाश्यां होय

कोईने जुलमां नाखवाने अर्थे जूठो उपदेश दीधो होय ४

कोईने अपाय पाडवा लणी मृषा उपदेश
दीधो होय ॥

खोटा लेख लख्या होय, खोटी साक्षी पूरी होय ॥५॥

कूडा लेख लख्यां होय, कूडी साख पूरी होय ॥

ए बीजा व्रतना पांच अतिचार मांहेलो जे कोई दि
वस संबंधि अतिचार दोष लाग्यो होय, ते पाप निः
फल थाओ ॥२॥

जे कोई दिवस संबंधि दोष० ॥२॥

---

त्रीजे व्रते महोटकुं अदत्ता दान एटले चोरी करवा थ-
की निवर्त्यो छुं, ते व्रतने विषे जे अतिचार लागा ते
आलोउं छुं ॥

त्रीजुं स्थूल अदत्तादान विरमण व्रतने वि
षे जे अतिचार लाग० ॥

चोरीनी वस्तु जाणीने लीधी होय ॥१॥ चोरने स
हाय दीधुं होय ॥२॥

चोराउ वस्तु लीधी होय, चोरने सहाय दी
धुं होय,

शाल्य विशेष्य कांई आचर्युं होय, दाणचोरी कीधी होय ॥३॥

## शाल्य विशेष्यं कीधुं होय

खोटां तोल, खोटां तथा मापथी, गंज प्रमुख मा पखोटां कीधां होय, लेवाना जूदां अने देवानां जूदा कीधा होय ॥४॥

## कूडां तोलां, कूडां माप कीधां होय,

सारी वस्तुमां माठी वस्तुनो भेल, संभेल करी वे ची होय, अथवा सारी नणस देखाडीने पछी नरास नणस आपी होय ॥५॥

## वस्तुमां भेल संभेल कीधा होय

ए रीते त्रीजा व्रतना पांच अतिचारमां जे कोई दि- वस संबंधि दोष लाग्यो होय, ते पाप निःफल थाजो ॥

## जे कोई दिवस संबंधि दोष लाग्यो होय तं०॥

---

चोथे व्रतें पोतानी स्त्री जे पंचनी साखें परणी छे, तेनी साथें भोग भोगववानो संतोष राख्यो छे, अने परदारा जे परस्त्री तेनीसाथें गमन करवानो

## चोथुं स्थूल सदारा संतोष परदारा गमन

त्याग कीधो छे, एवा चोथा व्रतने विषे जे अतिचा र दोष लाग्यो होय, ते आलोउं छुं॥

विरमण व्रतने विषे जे अतिचार लागा ॥

जीजनी राखेली वेश्या साथें मैथुन सेवा कीधी होय ते प्रथम अतिचार ॥१॥

ईत्तर थोडा कालनी राखीसूं गमन कीधां होय

विधवा कुमारिका तथा दासीनी साथें मैथुन सेवा कीधी होय ॥२॥

अपर ग्रहीतनां गमन कीधां होय,

अन्य स्त्रीओ साथें आलिंगन, चुंबनादिक कर वा थकी त्रीजे अतिचार थाय ॥३॥ पोता विना अन्य कुलीलादिकना दीकरा दीकरीना विवाह जोड्या होय ते

अनंग क्रीडा कीधी होय, पीयारा विवाह जोड्यां होय,

कामभोग, तीव्र अभिलाषें सेव्या होय,

कामभोग तीव्र अभिलाषें सेव्या होय ॥

अनेरा पासें कामभोग सेवराव्यां होय कोई सेवतो होय तेने अनुमोदन आप्युं होय ॥५॥

सेवराव्या होय, सेवतां प्रत्यें अनुमोद्या होय

एरीतें चोथा व्रतने विषे जे कोई दिवस संबंधि दोष लाग्यो होय ते पाप निष्फल थाजे.

जे कोई दिवस संबंधी दोष लागो होय तस्स०

પાંચમા પરિગ્રહ પરિમાણ વ્રતને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે ધનાદિક નવવિધ પરિગ્રહનું પ્રમાણ કરેલ છે, તે વ્રતને

**પાંચમું ઇચ્છાપરિગ્રહ પરિમાણં વ્રતનેં**

વિષે જે અતિચાર લાગ્યા હોય, તે આલોઉં છું.

**વિષે જે અતિચાર લાગા હોય તેં આલોઉંગા**

ધન તે નાણાનું, તથા ચોવીશ જાતના ધાન્યનું પરિમાણ અતિક્રમ્યું ॥૧॥ ઢાંકેલી તથા ઉઘાડી ભૂમિકાનું પરિમાણ અતિક્રમ્યું ॥૨॥ રૂપા તથા સોનાનું પરિમાણ અતિક્રમ્યું ॥૩॥

**ધન ધાન્યંનું ખિત્તવથ્થુનું રૂપા સોનાનું ॥**

દાસ, દાસી, ગાય, ભેંશ, ઘોડા પ્રમુખ દ્વિપદ ચતુષ્પદનું પરિમાણ અતિક્રમ્યું ॥૪॥ ઘર, બજરી થાળી, વાટકા પ્રમુખનું પરિમાણ,

**દુપદ ચઉપ્પદનું કુવિધાતુનું પરિમાણ ॥**

અતિક્રમ્યું હોય ॥૫॥ એ પાંચના પરિમાણ થકી ઉપરાંત વધારો થાય તેને રાખે, તેવારેં તે અતિક્રમ્યો કહેવાય, એ રીતેં પાંચમા પરિગ્રહ પરિમાણ વ્રતને વિષે જે કોઈ દિવસ સંબંધી

**અતિક્રમ્યું હોય, જે કોઈ દિવસ સંબંધી**

અતિચાર દોષ લાગ્યો હોય, તે મહારૂં પાપ નિષ્ફળ

હોજોગાળ

**દોષ લાગો હોય, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૭॥**

---

છઠ્ઠે વ્રતે દિશિની મર્યાદાનું પ્રમાણ કરેલું છે, તે વ્રતને વિષે જે

**છઠ્ઠું દિશિ પરિમાણ વ્રતને વિષે જે**

અતિચાર લાગા હોય, તે આલોઉં છું. ઊંચી તે પર્વતાદિકની ભૂમિ ॥૧॥ નીચી તે ભૂયરાદિકની ભૂમિ ॥૨॥

**અતિચાર લાગા હોય, તે આલોઉં, ઊંચી, નીચી,**

તીર્છી તે ચાર દિશિ, અને વિદિશિની ભૂમિ ॥૩॥ એ રીતે દશાદિશિનું જે પ્રમાણ કરેલું છે, તેને અતિક્રમ્યું હોય,

**તીર્છી દશો દિશિનું પરિમાણ, અતિક્રમ્યું હોય**

ચોથું ચારે દિશિનું જે પરિમાણ રાખેલું છે, તેમાંથી એક દિશિ વધારી હોય, અને એક દિશિ ઘટાડી હોય ॥૪॥

**એક દિશિ વધારી હોય, એક દિશિ ઘટાડી હોય**

પાંચમો માર્ગના સંદેહથી એટલે જે જે મર્યાદા રાખેલી છે, તે મર્યાદા ઓલંઘીને સંદેહથી આઘો ચાલ્યો હોય ॥૫॥

**પંથને સંદેહથી આઘો ચાલ્યો હોય ॥**

એ રીતે છઠ્ઠા વ્રતના પાંચ અતિચારને વિષે દિવસ સંબંધી જે અતિચાર દોષ લાગો હોય, તે પાપ નિષ્ફળ થાઓ ॥૮॥

## जे कोई दिवस संबंधि दोष लागो होय तं०८

सातमा व्रतें उपभोग परिभोगना परिमाणनुं प

च्चख्खाण कर्युं छे, तिहां जे एकवार भोगववा

मां आवे एवा जे फलफूलादिक, तेने भोग कहियें

अने स्त्री तथा घरेणां प्रमुख जे वारंवार भोगववा

मां आवे, तेने परिभोग कहियें एवा भोगोपभो-

ग व्रतने

**सातमुं उपभोग परिभोग परिमाण व्रतने**

विषे जे अतिचार लागा होय, ते आलोउं छुं.

**विषे जे अतिचार लागा होय, ते आलोउं॥**

एक युरे मुजें पच्चख्खाण कर्युं छे, ते उपरांत स

चित्त वस्तुनो

**पच्चख्खाण उपरांत सचित्तनो**

आहार कीधो होय ॥१॥ बीजे सचित्त वस्तु सा

थें प्रतिबंध ते गोल तथा खजूर, तिलादिकें मिश्रि

त तेने अचित्त वस्तु मणीने

**आहार कीधो होय, सचित्त पडिबध्धनो**

आहारी होय ॥२॥ त्रीजे अपक्व ते आचरा प्र-

मुखनो लोट अणगाल्यो होय तेनो कुलेरादिक क

री खाधो होय ॥३॥ चोथो दुपक्व ते ओला प्रमुख

કાંઈક કાચાં કાંઈક પાકાં તેનો

**આહાર કીધો હોય, અપક્ક દુપક્કનો**

આહાર કીધો હોય ॥૪॥ પાંચમું તુચ્છોષધિ તે જે વસ્તુ થોડી ખાધામાં આવે અને ઘણી નાખી દેવી પડે એવી શેલડી પ્રમુખ તુચ્છોષધિનાં ભક્ષણ કીધાં હોય ॥૫॥

**આહાર કીધો હોય, તુચ્છોષધિનાં ભક્ષણ કીધાં હોય ॥**

એ રીતેં સાતમા વ્રતના પાંચે અતિચાર માંહેલો દિવસ સંબંધિ જે દોષ લાગો હોય, તે પાપ નિષ્ફલ થાઓ ॥

**જે કોઈ દિવસ સંબંધિ દોષ લાગો હોય ત॰ ॥૨૦॥**

---

હવે પંદર કર્માદાન કહે છે. જે થકી કર્મનો આદાન એટલે ગ્રહણ કરીયેં, તેને કર્માદાન કહિયેં, તે શ્રાવકને જાણવા યોગ્ય છે.

**પન્નરે કર્માદાન શ્રાવકને જાણવાં.**

પણ તેને સમાચરવાં નહીં, તે પંદર બોલ કહે છે. તિહાં પ્રથમ અંગાર કર્મ, તે લીહાલાદિક કરવા નહીં ॥૧॥

**પણ સમાયરવાં નહીં, ઈંગાલકમ્મે,**

બીજું વનકર્મ, તે વન કપાવવા નહીં ॥૨॥ ત્રીજું સકટકર્મ, તે ગાડાં ગાડલીનાં સાટાં કરી વેચવાં વેચા

चवां नहीं ॥३॥ चोथुं भाडीकर्म ते घोडा, बलदप्रमु-
ख राखी तेनो भाडुं करी आजीविका करवी नहीं ॥४॥

**वणकम्मे सकडसाडिकम्मे भाडीकम्मे**

पांचमुं फोडिकर्म, ते वाव्य, कूवा, तलाव, खाण-
प्रमुख खणाववी नहीं पथ्थर फोडवा नहीं ॥५॥ छठुं
दंतकुवाणिज्य ते दांत तथा चामडानो व्यापार करवो
नहीं ॥६॥ सातमुं लाख कुवाणिज्य ते लाक्षादिकनो
व्यापार करवो नहीं ॥७॥

**फोडीकम्मे दंतवाणिज्जे लक्खवाणिज्जे**

आठमुं रस कुवाणिज्य, ते घृत, तेल, मधु, माखण,
प्रमुख रसनो व्यापार करवो नहीं ॥८॥ नवमुं विष
कुवाणिज्यं ते अफीण, वछनाग, सोमल तालपुटा
दिक झेरी वस्तुनो व्यापार करवो नहीं ॥९॥ दशमुं
केशकुवाणिज्य ते मनुष्य अने पशु प्रमुखनो व्यापा
र करवो नहीं ॥१०॥

**रसवाणिज्जे विसवाणिज्जे केसवाणिज्जे ॥**

एवं खु जेम एजु खु निश्चें अगीआरमुं यंत्र
पीलनकर्म, ते अरहट, घरटा, घाणा, रेंटीआ, घं
टी प्रमुख लाभ अर्थे वेचवां नहीं ॥११॥ बारमुं नि
लंछनकर्म, ते लाभार्थे मनुष्य तथा पशुने समारवा
समरावा नहीं ॥१२॥

**એવં જુવંત પિલ્લણકમ્મં નિલ્લંછણકમ્માં**

તેરમુ દવદાનકર્મ તે વગડા તથા વનને દવ દેવું નહીં, એટલે અગ્નિયેં કરી સલગાવવું નહીં ॥૧૩॥- ચૌદમું સર, કૂવા, વાપિ તથા તલાવાદિકના પાણી- શોષવાં નહીં, શૂકાવવાં નહીં ॥૧૪॥

**દવનું દેવું સરદહ તલાય સોસંચ ॥**

પંદરમું અસતીપોષણકર્મ, તે કૂતરાં, કૂકડાં, બિ- લ્લાડાં, પોપટ, પ્રમુખ હિંસક જીવો તથા દુરાચારી, દા- સ, દાસીઓનું પોષણ કરવું નહીં ॥૧૫॥

**અસતી જનનાં ભરણ, પોષણં કીધાં હોય**

એ રીતેં એ પંદરે કર્માદાનને વિષે દિવસ સંબંધી જે કોઈ અતિચાર દોષ લગાડ્યા હોય, તે પાપ નિષ્ફલ થાજો

**જે કોઈ દિવસ સંબંધિ દોષ લાગો હોય ત૦॥૧૦**

---

આઠમે વ્રતેં અનર્થ એટલે જે થકી સ્વાર્થ વિના આ- ત્મા દંડાય તેને અનર્થ દંડ કહીયેં. તે અનર્થ દંડ રૂપ પાપકર્મ કરવું નહીં એવી રીતના વ્રતનું પચ્ચખ્ખા- ણ ગુરુમુખેં કર્યું છે. એ વ્રતને

**આઠમું અનર્થદંડ વિરમણ વ્રતને**

વિષે જે અતિચાર લાગા હોય, તે આલોઉં છું.

**વિષે જે અતિચાર લાગા હોય તે આલોઉં છું.**

કામભોગના ચાળા કર્યા હોય ॥૧॥ ભાંડભવાયા
ની પેરેં ગાળ, મુખચેષ્ટા વગાડ્યાં હોય ॥૨॥

**કંદર્પની કથા કીધી હોય, ભાંડચેષ્ટા કીધી હોય**

મુખરી તે વાચાળપણે પીયારી વાત, મર્મ, મોસો, -
બોલ્યો હોય ॥૩॥ ઊખળ, મુસળ, ઘંટી પ્રમુખ અધિ-
કરણના સંયોગ જોડી મૂક્યા હોય ॥૪॥

**મુખરી વચન બોલ્યાં હોય, અધિકરણ જોડી મૂક્યાં હોય ॥**

ખાવા પીવાની વસ્તુ તે ભોગ વસ્તુ અને વસ્ત્ર, પાત્ર પ્ર
મુખ તે પરિભોગ વસ્તુને ખપ કરતાં અધિક કરી રા
ખ્યાં હોય ॥૫॥

**ઉવભોગ પરિભોગ અધિક વધાર્યાં હોય**

એ રીતેં એ આઠમા અનર્થ દંડ વિરમણવ્રતને વિષે
જે દિવસ સંબંધિ અતિચાર દોષ લાગો હોય તે પાપ
નિષ્ફળ થાજો ॥૧૧॥

**જે કોઈ દિવસ સંબંધિ દોષ લાગો હોય તે ॥૧૧॥**

---

નવમું સામાયિક નામેં વ્રત, તે નિત્ય પ્રત્યેં સામાયિક
કરવું એવો નિયમ લીધેલો છે, તેને વિષે જે અતિચાર

**નવમું શ્રી સામાયિક વ્રતને વિષે જે અતિચાર**

દોષ લાગ્યા હોય તે આલોઉં છું.

## दोष लागा होय ते आलोउं छुं.

एक मनोयोग, बीजो वचन योग, त्रीजो काययोग, ए त्रण योगने सामायिक मांहें विपरीतपणे प्रवर्त्ताव्या होय ए त्रण योगना त्रण अतिचार थया ॥३॥

## मन, वचन, कायाना जोग, पाडुवे ध्याने प्रवर्त्ता व्या होय ॥

चोथो सामायिकमां समता नकीधी होय, सामायिक जे वखतें करवुं जोईये ते वखतें न कर्युं होय अने कर्युं तो यद्वा तद्वा कर्युं- अथवा पीतावलथी आदरविना स्वेच्छायें क्रिया करे ते अनवस्था दोष रूप चोथो अतिचार.

## सामायिक मांहे समता न कीधी होय,

सामायिकनी वेला थया विना अणपूर्युं पार्युं होय, सामायिक करतां पीतावलथी कोई सूत्र भणतां मूकी दीधुं होय, वीसार्युं होय, ते पांचमुं स्मृतिविहीन अतिचार जाणवो.

## अणपूर्युं पार्युं होय, पारतां वीसार्युं होय

ए रीतें सामायिकनामा नवमा व्रतने विषे जे कोई दिवस संबंधि दोष लाग्यो होय ते पाप निष्फल थाओ ॥९॥

## जे कोई दिवस संबंधि दोष लागो होय त स्स मिच्छा० ॥९॥

दशमा देशावकाशिक व्रतें नित्य प्रत्यें दिशिनो संक्षेप करे छे, ते व्रतने विषे जे अतिचार लागा होय, ते आलोउं छुं

**दसमुं देसावगासिक व्रतनें विषे जे अंगी**

जेटली भूमिका मोकली राखी छे, तेथी उपरांतनी भूमिथी कोई वस्तु अणावी होय ॥१॥

**नीमि भूमिका बाहेरथी वस्तु अणावी होय**

तथा त्यां कोई वस्तु मोकलावी होय ॥२॥ शब्द, खुंखारो प्रमुख कर्यो होय ॥३॥ हाथ, पग, आघो पाछो करी रूप देखाड्युं ॥४॥

**तथा मोकलावी होय, शब्द करी रूप देखाडी**

पुद्गल प्रक्षेप. एटले कांकरो नाखी पोतानुं छता पणुं जणाव्युं होय ॥५॥

**पुद्गल नाखी आपण पुं छतुं जणाव्युं होय,**

ए रीतें दशमा व्रतने विषे जे कोई दिवस संबंधि दोष लाग्यो होय, ते पाप निष्फल थाओ ॥१०॥

**जे कोई दिवस संबंधि दोष लागो होय त०॥१०**

---

अगीआरमा पोषध व्रतने विषे जे अतिचार लागा ते आलोउं छुं॥

**अगीआरमुं पोषध व्रतने विषे जे अगालांगी**

सुयानो संथारो तेने प्रति लेज्या, जोया विना सुवे अथवा सुवे तो जेम तेम उपयोगविना लेईने सुवे ॥१॥

**सज्झा संथारो अप्रतिलेज्यो होय दुःप्रतिलेज्यो होय.**

तेमज अणपूंजे सूवे अने पूंजे तो रूडी रीतें उपयोग विना पूंजे ॥२॥ तथा उच्चार अेटले वडी-नीति, लघुनीति, परठववानी

**अप्रमार्ज्यों होय, दुःप्रमार्ज्यों होय, उच्चार पासवण**

भूमिका, ते जोई न होय, अने जोई होय तो रूडीरीतें न जोई होय ॥३॥

**भूमिका अप्रतिलेजी होय दुःप्रतिलेजी होय**

अणपूंजे परठव्युं होय, अने पूंजे तो जेम तेम पूंजी परठवी दीधुं होय ॥४॥ पोसह कस्या पछी जेणें जेणें सूत्र विरुध्य वात

**अप्रमार्जे होय दुःप्रमार्जे होय पोसह मां हे वात**

विकथा कीधी होय, निद्रा, आलस, प्रमादें करी पोसहना दिवस संबंधि कालनुं निर्गमन कर्युं होय ॥५॥

**विकथा निद्रा प्रमादें करी काल निर्गम्यो होय**

ओ रीतें अणीआरमा पोषध व्रतने विषे जे कोई

दिवस संबंधि दोष लाग्यो होय ते पापनिष्फलथाओ० ११

ने केर्ठे दिवस संबंधि दोष लाग्यो होयतंग १२

---

बारमुं अतिथि संविभाग व्रत ते साधु चारित्रि-

याने वहोरावीने ग्रहस्थें जमवुं, ते वहोरावतांने दोष

लगाड्यो होय, ते व्रतना पांच अतिचार आलोउं छुं.

बारमुं अतिथिसंविभाग व्रतने विषे जे कं०

शुध्यमान आहार ने रोटली, धान्य, पाणी प्रमुख

तेने विस्मृतें करी सचित्त वस्तु ऊपर मूकी दीधी होय १

सूजती वस्तु सचित्तऊपर मूकी होय,

तथा सूजति वस्तुने सचित्त वस्तुयें करी ढांकी मू

की होय ॥२॥ साधुने वोहोराववानो वखत अतिक्र-

मावीने पछी निमंत्रणा कीधी होय ॥३॥

सचित्तें करी ढांकी होय, काल अतिक्रम्यो होय,

पोतानी वस्तु होय ते साधुयें मांगी छतां, एवुं क

हे के स्वामी! एतो पारकी वस्तु छे म्हारी नथी ॥४॥

आपणी वस्तु पीजारी कीधी होय,

हुं दानेसरी छुं माटे दान आपुं छुं, बीजो कोण म

्हारी स्पर्धा करे! एम चिंतवी मत्सरसहित साधु

ने भात, पाणी आप्यां होय ॥५॥ लाणेजेशीने

मछ्छर सहित दान दीधुं होय, लाणेजेनं

साधु, साधवीने वांदीशकी नमुं, एम चिंतवणा करवी एवी चिंतवणा कर्या विना व्रतधारी नमे तो तेने दोष लागे.

**साधु, साधवीनी चिंतवणा नकीधी होय**

कोई पण जातनां व्रत, पच्चख्खाण कर्यां होय तेने पारती वेलायें त्रण नवकार तथा नमुथ्थुणंनो पाठ भणीने पारवां, ते पाठ भण्या गण्या विना

**नवकार नमोथ्थुणं भण्या गण्या विना**

व्रत पच्चख्खाण पार्युं होय तो दोष लागे.

**व्रत पच्चख्खाण पार्युं होय,**

ए रीतें बारमा व्रतने विषे ने कोई दिवस संबंधी अतिचार लागा होय, ते पाप निष्फल थाओ गाथा

**ने कोई दिवस संबंधि दोष लागो होय तणा**

---

अंत समय अथवा रात्रि समय सागारी अनश न करवा, ते वारें कोई जातनी वांछा करवी नहीं, अने जो वांछा करे, तो अतिचार लागे ए संलेषणाना पांच अतिचार लागा होय ते आलोउं छुं.

**संलेषणा व्रतना पांच अतिचार लागाना**

फरी आलोकमां सुखी थाउं, एवी वांछा कीधी हो य गाथा परलोकें देवेंद्र थाउं, एवी वांछा कीधी होय

## ईहलोगासंसप्पओगे परलोगासंसप्पओगे

अणसणमां घणा लोकनी पूजा सत्कार देखीने पोतें सुखीओ जाणी जववानी वांछाकीधी होयावा अणशण करीने क्षुधादि परिसहें पीड्यो थको मनमां वियारे जे हवे पीडा सहन थती नथी माटे वहेलुं मरण थाय तो सारुं? एवा विकल्प कीधे ते चोथो. अतियार

## जविआसंसप्पओगे मरणासंसप्पओगे

अनशाननो. इस रूग काम लोगनी प्राप्ति थइछे एवी वांछा करे, ते पांयमो अतियार. ( ए रीतें संलेषणाना पांच अतियार मांहेलो जे कोई दिवस,

## कामलोगनी वांछाकीधी होय जे कोई दिवस

संबंधि दोष लगाड्यो होय, ते पाप निष्फल थाओ १६

## संबंधि दोष लागो होय तस्समिच्छामिदुक्कडं

---

अढार प्रकारना पाप स्थानक सेववां बंध कर्यां छे, तेमां जे अतियार लागा होय, ते आलोवुं छुं.

## अढारे पापस्थानक लागां होय. ते आलोवुं

प्रथम प्राणातिपात, ते जवहिंसा, जीवनुं जे दुःख दे. ते पापस्थानक.

## पहेलुं प्राणातिपात ॥१॥ बीजुं मृषावाद ॥२॥

त्रीजुं चोरी करवी, ते पापस्थानक, चोथुं परस्त्री गमन करवुं, ते मैथुन पाप स्थानक, पांचमुं परिग्रह उपर मूर्छा ते पापनुं स्थानक,

## त्रीजुं अदत्तादान ॥३॥ चोथुं मैथुन ॥४॥ पांचमुं परिग्रह ॥५॥

छठुं क्रोधनुं पापस्थानक, सातमुं अहंकारनुं पाप स्थानक, आठमुं कपट करवुं ते पापस्थानक, नवमुं लोल संज्ञा ते पापस्थानक,

## छठुं क्रोध ॥६॥ मान ॥७॥ माया ॥८॥ लोल ॥९॥

दशमुं प्रेम पापस्थानक, अगीआरमुं रीश करवी ते पापस्थानक, बारमुं कळिओ करवो करावयो ते कलह पापस्थानक, तेरमुं परने कूडुं आल देवुं, ते अत्त्याख्यान पापस्थानक,

## राग ॥१०॥ द्वेष ॥११॥ कलह ॥१२॥ अत्त्याख्यान ॥१३॥

चौदमुं पारकी चाडी करवी, ते पापस्थानक, पंदरमुं पारका अपवाद बोलवा ते पापस्थानक, शोलमुं सुख पामी शाता मानवी दुःख पामी अशाता मानवी ते रतिअरति नामा पापस्थानक.

**पैशून्य ॥१५॥ परपरिवाद ॥१६॥ रति अ-**
**रति ॥१७॥**

सत्तरमुं कपटनी केलवणी करीने अंदरथी जोटुं जो-
ववुं, अने बाहिरथी आगलाने मीठाश उपजावती,
ते मायामृषा पापस्थानक, अढारमुं जीवने मिथ्या-
त्वना योगें शंकादिक शल्य रहे, ते पापस्थानक.

**मायामोसो ॥१८॥ मिथ्या दरसणशल्य ॥**

ए अढारे पापस्थानकने पोतें सेव्यां होय अने
रा पासें सेवराव्यां होय,

**ए अढारे पापस्थानक सेव्यां होय, सेवरा**
**व्यां होय,**

कोई सेवतो होय, तेना रूडा वखाण कस्यां होय, ए
रीतें अढारे पापस्थानकमां दिवस संबंधि ने कोई

**सेवतां प्रत्यें अनुमोद्या होय ने कोई दिवस**

दोष लाग्यो होय, ते पाप निष्फल होजो ॥१९॥

**संबंधि दोष लागो तस्स मिच्छामि दुक्कडं ॥२०॥**

---

ए पूर्वोक्त बारे व्रत तेने हुं अतिक्रम्यो होउं ए
व्रतोथी व्यतिक्रम्यो होउं, अतिचार लगाड्या होय,
अनाचार लगाड्या होय,

**अतिक्रम, व्यतिक्रम; अतिचार; अनाचार**

પાંચ મૂલગુણમાં તથા દશ ઉત્તર ગુણમાં જે કોઈ દિવસ

**મૂલગુણ ઉત્તરગુણને વિષે જે કોઈ દિવસ**

સંબંધિ દોષ લાગ્યો હોય, તે મ્હારૂં પાપ, મિથ્યા એટલે નિષ્ફલ હોજ્યો ॥૧૮॥

**સંબંધિ દોષ લાગો હોય તસ્સ મિચ્છા૦ ॥૧૮॥**

---

ઈચ્છું છું હું આલોવવાને જે મેં દિવસ સંબંધિ

**ઈચ્છં આલોએમિ જો મે દેવસિઓ**

અતિચાર દોષ કીધો હોય, તે અતિચાર દોષ અનેક પ્રકારના છે, તે કહે છે. કાયાયેં કરી, વચનેં કરી, મને કરી અથવા મનયોગેં કરી

**અઈઆરો કઓ કાઈઓ વાઈઓ માણસિઓ**

ઉત્સૂત્ર બોલવા થકી, ઉન્માર્ગ સ્થાપવાના યોગેં કરી, ઈત્યાદિ ઈચ્છામિ ઠામિનો પાઠ સંપૂર્ણ યાવત્ શ્રાવકના ધર્મની જે ખંડના કીધી હોય,

**ઉસ્સુત્તો ઉમ્મગ્ગો ઈત્યાદિ યાવત્ જં ખંડિઅં**

જે કાંઈ વિરાધના કીધી હોય, તે મ્હારો દુષ્કૃત એટલે પાપ, મિથ્યા એટલે નિષ્ફલ હોજ્યો ॥૧૯॥

**જં વિરાહિઅં તસ્સ મિચ્છામિ દુક્કડં ॥૧૯॥**

---

સર્વે પણ દિવસ સંબંધિ અતિચાર તે દુચ્ચિંતિત
ને પરદ્વેષાદિક દુષ્ટ કાર્ય તેને ચિંતવવા થકી થયો.

સવ્વસ્સવિ દેવસિઅસ્સ દુચ્ચિંતિઅસ્સ

વલી દુર્ભાષિત તે અનિષ્ટ દુષ્ટાદિક ભાષા બોલવા
થકી થએલો તથા દુશ્ચેષ્ટિત તે કાયાની દુષ્ટ ચેષ્ટારૂપ
પ્રવૃત્તિ થકી થયું તેને નિવારવાને અર્થે સૂત્રલણું છું.

દુબ્ભાસિઅસ્સ દુચ્ચિઠ્ઠિઅસ્સં સૂત્રલણેમિ

બીજો કોઈ સૂત્રલણે તે સાંભળુ તે હે પૂજ્ય સૂત્ર
લણવાનો મુજને આદેશ આપો ॥૧૯॥ ઈતિ શ્રા
વકના અતિચારનો અર્થ સંપૂર્ણ ॥

સૂત્ર સાંભલેમિ સૂત્રનો આદેસ ॥ ઈતિ
અતિચાર સંપૂર્ણમ્ ॥

---

## અથ વંદિત્તા સૂત્ર પ્રારંભ: ॥

ઈચ્છા સહિત સર્વ વસ્તુના જાણ તીર્થંકરને તથા
સિધ્ધને તથા ધર્માચાર્યને અ શબ્દ થકી ઊપાધ્યા
યને તથા સર્વ સાધુ એ પાંચ પદ ને છે તેમને વં-
દિત્તુ કેહ વાંદીને નમસ્કાર કરીને

ઈચ્છં॥વંદિત્તુ સવ્વ સિધ્ધે; ધમ્માયરિએ
અ સવ્વ સાહૂ અ ॥

ઈચ્છું છું વાંછું છું. પડિક્કમવાને એટલે નિવર્તવા

ने श्रावक धर्मने विषे जे अतिचार लाग्यो होय ते थ
की निवर्त्तवाने इच्छुं छुं ॥१॥

## इच्छामि पडिक्कमिउं, सावगधम्मा इ आरस्स ॥१॥

जे मुजने व्रत छे, तेने विषे अतिचार हुओ हो
य, तथा (नाणे के०) ज्ञानने विषे (तह के०) तथा
(दंसणे के०) दर्शनने विषे (चरित्ते के०) देशविर-
ति चारित्रने विषे च शब्द थकी तपाचारने विषे

## जो मे वयाइआरो, नाणे तह दंसणे चरित्ते अ ॥

सूक्ष्म ते न्हाना दोष, बादर ते मोटा दोष, ला
गा होय (तं के०) ते अतिचार प्रत्यें आत्म साखें
करी निंदुं छुं (च के०) वली गुरु समक्ष हुं गर्हुं छुं ॥२॥

## सुहुमो अ बायरो वा, तं निंदे तं च गरिहामि ॥२॥

बे प्रकारें परिग्रह छे एक सचित्त अने बीजो अ
चित्त परिग्रह छे. अथवा बाह्य अने अभ्यंतर ए
वो बे प्रकारनो परिग्रह छे. तेनी उत्पत्तिनुं कारण सा
वद्य एटले पाप सहित एवा बहुविध अनेक प्रका
रना कृषी प्रमुख आरंभ छे तेने

## दुविहे परिग्गहंमि, सावज्जे बहुविहे अ

आरंभे॥

(करणे के०) पोतें करवा थकी तथा अनेरा पासें-(कारावणे के०) करावबा थकी अ शब्द थकी जीव आरंभ करता होय तेने अनुमोदन देवां थकी जे अतिचार लाग्यो होय, ते सर्व दिवस संबंधि अतिचार प्रत्यें प्रतिक्रमुं छुं, निवर्त्तुं छुं॥७॥

**करावणे अ करणे, पडिक्कमे देसिअं सव्वं**

जे इंद्रियें करीने अशुभ कर्मने बांध्युं होयं, तथा क्रोधादिक चार कषायें करीने तथा अप्रशस्त ते माठा जोग चिंतवना प्रमुखें करी

**जं बध्धमिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसथ्थेहिं॥**

रागें करी अथवा द्वेषें करी जे अशुभ कर्म बांध्युं होय, ते आत्मानी साखें हुं निंदुं छुं. वली ते प्रत्यें गुरुनी साखें हुं गर्हुं छुं॥८॥

**रागेणव दोसेणव, तं निंदे तं च गरिहामि॥८॥**

मिथ्यात्वीना ओच्छवादिक जोवाने अर्थे आगमन निर्गमन करवुं एटले आववुं, तथा जवुं, तथा मिथ्यात्वीने स्थानकें ऊभो रहेतां तथा चंक्रमण ए टले तिहांकण, आहां तहां फरतां अनाभोगें अ

